શ્રી

# મિત્ર વિલાસ

અથવા

# ગોવર્ધનાખ્યાન.

રચનાર,
પરત્નાવળી, કિર્ત્તન કૌસ્તુભમાળા, ગાયની અરજી,
બીહારીલાલજી મહારાજનો વિરહ, કન્યા-
વિક્રય નિષેધ વિગેરેના કર્ત્તા
**કવિ શિવાનંદ રામકૃષ્ણભાઈ.**

આ બુક લેનારને "મુંબાઈ મનોહર વર્ણન" એ
કાવ્ય મફત આપવામાં આવશે.

છપાવી પ્રસિદ્ધ કરનાર,
**ત્રીભોવનદાસ પ્રેમજી શાહ, મદ્રાસવાળા.**

**અમદાવાદ.**
નિર્મળ પ્રિન્ટિંગ પ્રેસ, મદનગોપાળની હવેલીમાં
લલ્લુભાઈ ઈશ્વરદાસ ત્રિવેદીએ છાપી પ્રસિદ્ધ કરી.

સંવત ૧૯૫૬.　　સને ૧૯૦૦.

કિમ્મત રૂ. ૦-૧-૦.

# સૂચના.

ગ્રહસ્થો "મિત્રવિલાસ" વિષે સૂચના કરતાં જણાવુંછું કે—જેમ કોઈનાં લૂખાં વખાણ કરી મન રિઝવેછે તેમ નહિ, પણ હૃદયની લાગણીપૂર્વક આ લઘુ લેખ લખેલો છે, અને [ **परगुण परमाणुं पर्वतिकृत्यानित्यं** ] એ મહાશયના મનોભાવનું સ્વરૂપ પણ આ ગ્રંથ દેખાડી આપેછે.

બીજું સામળ કવિને રખીદાસ પટેલે ફક્ત બાર મહિને અઢીસો ત્રણસો રૂપિયા ઉત્પન્ન થાય એટલી જાગીર આપી હતી, ને તેના આવ્યા ગયા ખર્ચ ખૂટણ ઉપર કાળજી રાખતો હતો, એટલાથીજ ગુણગ્રાહ કવિનું હૃદય ઉભરાઈ ગયું, ને તેને ભોજની ઉપમા આપીછે. એવી રીતે આ સ્થળે એક મિત્રનું દૃષ્ટાંત આપીને પ્રસંગાનુસાર સાચી મિત્રતાના સાહિત્યનો સમાવેશ કરેલોછે. સાચી મિત્રતા એ કૃત્રિમ હોતી નથી; પણ કુદરતી હોયછે માટે આ પ્રમાણે આપ્તવર્ગમાં સજ્જન મનુષ્ય જો સાચી મિત્રતા રાખી વર્ત્તશે અને પરોપકારીપણું એજ જીવનનું સર્વોપરી શુભ તત્વ જાણશે તો આ અમારો શ્રમ સાર્થક થયોછે એમ માનીશું—તેમજ અર્પણ પત્રિકામાં પણ એક નાગર કુટુંબની સદ્ગુણી સ્ત્રીને દાખલા તરીકે વર્ણવીને તેમાં સતી સ્ત્રીના સદ્ગુણ તથા સ્વભાવ તે કેવો હોયછે તે બતાવ્યુંછે એટલે એમાંથી પણ ઉત્તમ અબળાઓને જીવન સુધારવાનું સહિત્ય મળે તેમછે.

એકંદર આ ગ્રંથમાં સતી સ્ત્રીએ કેમ વર્ત્તવું તથા સાચી મૈત્રી કયા પ્રકારે થાયછે અને કેમ નભેછે તેનું દીગ્દર્શન કરાયેલું છે, પ્રસંગોપાત સત્ય, દયા, પરોપકાર, ઉદ્ધાર વૃત્તી, વિગેરેનું પણ વર્ણન છે. ( તથાસ્તુ. )

અક્ષય ત્રતિયા
સંવત ૧૯૫૬,
મુ૦ **વસો.**

ક. શિ. રા.

# ( અર્પણ પત્રિકા. )

## રા. રા. પ્રિયમિત્ર ચિમનલાલ મોહનલાલની લાયકી વિષે.

### દોહરો.

સુરી મન ઇચ્છે સર્વદા, ગોવર્ધનપર પ્યાર;
શું ? ચિમન ઇચ્છે સર્વદા, ગો વર્ધનપર પ્યાર. ૧

### સવૈયા.

દિલ ઉદાર વિચાર રૂડા, ઉપકાર કરે ઉમદા હરખાઈ,
દીવ્ય ગુણોથી અલંકૃત ઉત્તમ સભ્ય જનોમાં ધરી સરસાઈ;
નીતી નિપુણ પ્રવીણ ઘણા શુભ, નાગર જ્ઞાતી સુ નાગરતાઈ,
શર્મ શ્રીમંત ધીમંત અત્યંત, ચતુર શિરોમણી ચિમનભાઈ. ૨

### વસંતતિલકા વૃત્ત.

છે જેષ્ટ પુત્ર શુભ વામનભાઈ નામ,
વાણી મધુર ગુણના મધુકાન્ત ધામ;
ત્રિજા શિશુ કપિલરાવ કહુ છે કેવા,
છે શીવ વિષ્નુ વિધિના અવતાર જેવા. ૩

### ગીતી છંદ.

અમૃતલાલ બનેવી, અમૃત સરખી સુદ્દષ્ટી છે જેને;
ભાવે સહિત ભણાવે, ઇંગ્લીશ વિદ્યા જેષ્ટ પુત્ર તેને. ૪

### ( સવૈયા છંદ. )

કાવ્ય રસજ્ઞ નીતજ રૂડા, રમણીક ક્રિયા રમણીક તણી છે,
ચંચળતા ચીત્ત ચાર વરી, શુભ કામ વિષે નીજ હામ ઘણી છે;
જે કવિ ઉપર પ્રેમ અખંડીત, પંડીત સાથ રતિ બમણી છે,
નાગર નેહ તણા શુભ સાગર, માન નહિ ઉર મિત્ર મણી છે. ૫

## ઉપજાતિ છંદ.

ગોદાવરી બ્હેન રૂડાં અપાર,
વિવેકીને છે ઉમદા વિચાર;
પવિત્ર સર્વે પરિવાર જેનો,
ભુલાય આભાર કદિ ન એનો. ૬

## વસંતતિલકા વૃત્ત.

જેના સ્વસુર ગુણ સાગર ચંદુલાલ,
બુદ્ધિ વિશાળ પ્રતિપાળ દીલે દયાળ;
છે દક્ષ લક્ષ ઉર લાયક કામ કેરો,
તેથી બધે સુજશ તો પ્રસર્યો ઘણેરો. ૭



# સતી.

## સદ્ગુણી સ્ત્રીઓ કેવી હોય છે તે વિષે.

### કવિત મનહર છંદ.

સરળતા સુચીપણું વાણીમાં મધુરપણું, આરંભેલા કામને કરે છે જે ઉતાવળી;
પતિવ્રતા ટેક એક પુત્રમાં વાત્છલ્ય પ્રેમ, ચાતુરીમાં ચંચળતો વેગ જાણ વીજળી;
શાંતીને સંતોશ દયા દિલમાં ઉદારપણું, પદ્મ* ભૂયે પ્રેમની બનાવીછે એ પૂતળી;
શિવાનંદ કહે મિત્ર ચિમનભાઇને નક્કી, સંજુ લક્ષ્મીરૂપે મહાલક્ષ્મી તો આવી મળી;
ગણેશને ઘેર સિદ્ધિ બુદ્ધિ બે સૌભાગ્યવંતી, ઇંદ્રતણે ઘેર દેવી એકતો ઇંદ્રાણી છે;
ચંદ્રદેવ પાસેતો ચતુરા રોહીણી છે ચારૂ, રવી પાસે રન્નાદે રૂપાળી પટરાણી છે;
નાગ કન્યા દેવ કન્યા કોમળ કિન્નર કન્યા, માનવીની કન્યાઓથી અધિક મનાણીછે;
શિવાનંદ કહે મિત્ર ચિમનભાઇને ઘેર, નીતિમાં નિપુણ એક દેવી નાગરાણીછે.૨
દેવ સેવા વિષે પ્યાર વિદ્યાના વિચાર ગમે, ગમે છે પવિત્ર ગ્રહ રાખવું સુધારીને;
ગમે સદાચાર ગમે સ્વચ્છ સણગાર અંગે, આતીથિને આવકાર આપેછે સંભારીને;
કવિ ગુણી પંડીત કે આવેકો સુપાત્ર ઘેર, યથાયોગ્ય માન દેછે વિવેક વધારીને;
શિવાનંદ કહે મિત્ર ચિમનભાઇને ધન્ય, ધન્ય ધન્ય સંજુ લક્ષ્મી પતિવ્રતા નારીને.

### દોહરો.

સદ્ગુણી પતિ સુભગછે, સમજુ લક્ષ્મિ સુજાણ;
વિનય વિવેક વિચારશિળ, ખચીત રત્નની ખાણ.

## ( ફુવડ નારી વિષે. )

### મનહર છંદ.

કડવા સુણાવી બોલ કંથને તો કલેશ આપિ,

---

* બ્રહ્મા.

ગુણહીણુ ગતીહીણુ ગાફલ ગોઝારી છે;
પરવોતો વેશ શિશે કેશ સુઘરા સમાન,
દેખવામાં ડાકણુના જેવી ભયકારીછે.
છોકરાં પછાડે ને રંજાડે રીસ ભરી રાંડ,
બીંછણના જેવી જીભે મહા વઢકારી છે;
લુચ્ચા ને લફંગા ઢુંગા પુત્ર પાંચ સાત જણે,
કપુતની માતા નરકખાણુ જેવી નારી છે.
ફુવડ નારીથી કંઈક કંટાળીને જ્ઞાની જન,
લખેછે જે નારી એજ આપદા દેનારી છે;
પછી અવગુણ એના અધિક કથન કરી,
જણાવે જે જોશીતા જરૂર દુઃખકારી છે.
પણ પતિવ્રતા પ્રેમદાઓમાં પ્રસિદ્ધ ગુણ,
અર્ધ નારી વેશે શીવે અંગમાં સ્વીકારી છે;
કામથી કલેશીતને આનંદ ઘડી આપનાર,
છોટાં છોટાં છોકરાંને નાજુકતો નારીછે.

## સ્ત્રિ શા શા ઉપયોગની છે ?

વાતમાં વિનોદકારી સાથમાં સહાયકારી,
આપદામાં ધિરજ અધિક ઉપજાવની;
દુઃખમાં દિલાસારૂપ ગ્રહકાર્યે ભૃત્યરૂપ,
ભલે હોય ત્રિયા એવી રંક કીંવા રાવની.
સ્રષ્ટાએ સજીને એને સ્વિકારી છે સુખ સારૂ,
ગંડુજન ગાય ગાથા એનાજ અભાવની;
સત્ય કહે શિવાનંદ ધન્ય એવી ત્રિયારૂપે,

બુડતા નરોની એતો નૌકા છે બચાવની.
વિવીધ વિલાસવાળી બુદ્ધિના પ્રકાશવાળી,
પુરણ પ્રભાવવાળી પ્રેમદા પ્રમાણવી;
સ્વામીની સેવક પ્રતીપાળક બાળક તણી,
ગુણથી ગંભીરા ધીરા અંતરમાં આણવી.
પાંડવોની માતા કૃષ્ણ માતા રામતણી માતા,
વિબુધોને વાણીવડે વધું શું વખાણવી;
દાનવીર શુરવીર ધર્મવીર ધિંગાપાકે,
સુપૂતની માતા રત્નખાણ જેવી જાણવી.
પ્રેમ મંત્રવડે નિજ પતિને પ્રસન્ન રાખે,
વાણીની મધુરતાથી ઉપજાવે મોહની;
સમયસૂચક વળી ઉરનો આશય જાણી,
કામને બજાવે એ રસીકા રસ દોહની.
પુત્ર કિંવા પુત્રીને તે કેળવણી સારી આપે,
વેણ ન ઉથાપે દશા દાખવે ન રોહની;
ખાનપાન ગાન વિષે પતિનું છે ધ્યાન જેને,
સહી શકે નહિ પીડા પ્રીતમ વિછોહની.

## વસંતતિલકા વૃત્ત.

સૌંદર્યતા સુઘડતા સુચિતા અપાર,
આનંદકારી ઉરના ઉમદા વિચાર:
જેની મતિ પતિ તજી ન બીજે પળાય,
સર્વોપરી મતિવતી સતી તે ગણાય.
જે પ્રાણનાથ જગ નાથ સમાન જાણે,

જે ક્લેશ લેશ ન ધરે કદિ કોઈ ટાણે;
ચાલે સદા ચરણથી ન ચળીત થાય,
સર્વોપરી મતિવતી સતી તે ગણાય.
જે પ્રેમ મુર્ત્તિ અતિ ઉત્તમ ગુણવાળી,
ભાવે ભજે નિજ પતિ બની ભાગ્યશાળી;
જેનું પ્રસન્ન મુખ પંકજ છે સદાય,
સર્વોપરી મતિવતી સતી તે ગણાય.
જો રંકરોગી પતિને કદિ પામી હોય,
પુજે અધિક ઉર આદર યુક્ત તોય;
સૌભાગ્યનું ભુષણ જેથકી સાચવાય,
સર્વોપરી મતિવતી સતી તે ગણાય.
જે સ્વામીને દુઃખસમે અતિ ધૈર્ય આપે,
જે સ્વામીનું વચન તે કદિ ના ઉથાપે;
જે સ્વામીના ગુણ ગણી ગણી નીત્ય ગાય,
સર્વોપરી મતિવતી સતી તે ગણાય.
લાવણ્યતા લલીત વાક્ય વિષે વધારે,
જે સ્વચ્છ અંગપર સૂશણગાર ધારે;
પેખિ પતી મુખ પ્રભા નીત્ય પુલકાય,
સર્વોપરી મતિવતી સતી તે ગણાય.
સીતા સમાન પતિમાં દૃઢ પ્રેમ પુરી,
સાવિત્રી તુલ્ય અતિ સંકટ માંહી શુરી;
તારા સમાન તન ધૈર્ય સુખે ધરાય,
સર્વોપરી મતિવતી સતિ તે ગણાય.
તિર્થોનું તત્વ વળી દેવતણો મહત્વ,

વ્રતો તથા સકળ શ્રેય તણુંજ સત્વ;
તેતો તમામ પતિ પૂજનથી પમાય,
સર્વોપરી મતિવતી સતિ તે ગણાય.

ભુજંગી છંદ.

સતિ નારીના આ રચ્યા છંદ આઠ,
પ્રભાતે કરે નારી જે નિત્ય પાઠ;
શિવાનંદના નાથ રિઝે સદાય,
સતિ નારીઓમાં પૂરી તે પૂજાય.



॥ ॐ ॥



# મિત્ર વિલાસ.

## ॥ ઈશ્વર સ્તુતિ. ॥

### સ્ત્રગ્ધરા છંદ.

પ્રારંભે પ્રીત આણી પદરજ પ્રભુની પૂર્ણ ભાવે પ્રણામું,
જેની પ્રીતિ પ્રભાથી પુરણ જશ અને કાવ્ય શક્તિ હું પામું;
છે એ સૌના નિયંતા ચર અચરતણી દોરીછે હાથ જેને,
સચ્ચિદાનંદ મુર્ત્તિ સ્મરણ કરૂ સદા તિવ્ર શ્રદ્ધાથી તેને.

### દોહરા.

ગોવરધન ગુણવંતનું ચરચુ ચારૂ ચરિત્ર,
મનમાં મુદિત થશે ઘણા મમતાવાળા મિત્ર;
વિક્રમ સંવત ઓગણીસ સત્તાવીશની સાલ,
માઘ સૂદી દ્વિતિયા દીને જન્મ્યો સુંદર બાળ.
માત પિતા હરખ્યાં ઘણાં કુટુંબ હરખ ન માય,
જેમ બીજના ચંદ્રને જોતાં જન હરખાય;
તનમાં બાળાપણ થકી શુભ ભવિષ્યનાં ચિન્હ,
નિરખી નરનારી ઘણાં દિલે રિઝે નિશ દીન.
ચાતુરી હિમંત ચપળતા હાસ્ય વદનમાં હેત,

પ્રગટયો લઇ પ્રારંભથી એ સદ્‌ગુણ સમેત;
જુમના જળ જેવાં વિમળ જુમનાબા શુભ માત,
તેથી પ્રગટયો પુત્ર આ પૃથ્વીમાં પ્રખ્યાત.
લાયક લલ્લુ વ્યાસ તો જેના પિતા જરૂર,
નામ પુત્રનું પાડીયું ગોવધન ગુણપુર.

## કેળવણી.

ઇસ્વીસન અઢારસો પંચાશીની સાલ,
નિશાળમાં ભણતાં ભલો કાઢયો ત્યાં સુધી કાળ;
જુજ સમયમાં જોયતો કરિ વિદ્યા અભ્યાસ,
પરમાર્થના કામમાં પુરો કરે પ્રયાસ.
આસિસ્ટંટ માસ્તર થયો કન્યાશાળા જ્યાંય,
ત્યાં પણ સારી લાયકી મેળવી જનની માંય.
ચોપડીઓ વાંચ્યા તણો જેને શોખ અપાર,
સારાની સંગત ગમે બાંધે મિત્રાચાર.
નીતિપર પ્રીતિ ઘણી અનીતિ ઉરથી દૂર,
દીન પ્રાણીને દેખીને ભરે દયા ભરપુર.
સત્ય અને સંતોષમાં સમજ્યો સઘળાં સુખ,
ધીરજ દૃઢ કરી રાખવી પડે દેહપર દુઃખ.
લોક વચન શાસ્ત્રો થકી સમજ્યા એકજ સાર,
ભજવા શ્રી જગદીશને કરવો પરોપકાર.

## પરોપકાર મહાત્મ્ય.

### ઉપજાતિ છંદ.

સુર્યાદિ આકાશ વિષે ફરેછે, અહો નિરાધાર જણાય એછે:

પરોપકારી જન જે ભલાછે, આકાશના ઊત્તમ થાંભલા છે.

**કવિત.**

પરઉપકાર વિષે કદી નહિ પ્યાર કરે,
પ્યાર કરે હરરોજ પાપના પ્રચારમાં;
ચિત્ત ચાહ ધરી કદી નીતી રસ ચાખે નહિં,
ચાખેછે અનીતિ રસ અતિ અનાચારમાં.
અંતરજામીને કદી અંતરમાં આણે નહિ,
અંતરમાં આણે રંગ જૂઠા નર નારમાં;
સત્ય કહે શિવાનંદ સાંભળ વિવેકી વૃંદ,
જીવવું ધિક્કાર એવા તણું આ સંસારમાં.
નીતિ વિષે પ્રીતિ નહિ પ્રીતી પરદારા વિષે,
વિપરીત રીતમાં અપાર જેને પ્યાર છે;
જીવનનું ફળ જાણી જપ્યા નહિ જગદીશ,
દેખીને અનાથપર રાખે મુખ ખારછે.
દ્વેષને કલેશના વિશેષ મુળ વાવે રોજ,
અંતરમાં ધરે રોજ અતિ અહંકાર છે;
સત્ય કહે શિવાનંદ સાંભળો વિવેકી વૃંદ,
ફેલી એવા નરનો ફોગટ અવતાર છે.

**વંશસ્થ છંદ.**

પરમારથ કામે ધન વાવરે છે, દેખી દુઃખી દિલ દયા ધરેછે;
જગદિશમાં જીવ અખંડ જેનો, અવતાર તો ધન્ય ગણાય એનો.

## સુમિત્ર વિષે.

વિપત્તિકાળે નવ વેગળા ખસે, સમીપમાં પ્રીતથકી સદા વસે;
દીઠાથી જેને દીલ દુઃખ તો ટળે, સુમિત્ર એવા વિરલા જગે મળે.

સુમિત્રતા સજ્જનતા ઉદારતા, વાત્સલ્યતા ગંભીરતા સુધૈર્યતા;
તે મિત્ર ગોવરધનમાં ગુણો વસે, વિવેકથી શું શુંવીધીએ ઘડ્યો હશે.

### ઉપજાતિ છંદ.

સ્વસુર લાલાભાઈ નામ તેહ, સુપુત્રી તેની ગુણવાન જેહ;
તે સાથ કીધું શુભ લગ્ન સાર, વસો વિષે પુરણ લાવી પ્યાર.

## સવૈયા એકત્રીસા.

સંવત્ ઓગણી પીસતાળીસનો જેઠ માસ શોભે શ્રીકાર,
મગ્ન થઈને લગ્ન કર્યું વસોમાં જેણે બીજીવાર;
તુળશીદાસ સ્વસુર પોતાના તેને પુત્રી કાશી નામ,
વિવાહનો ઉત્સાહ થયો તેની સાથે ઉરથી અભિરામ.

### હરીગીત છંદ.

શુભ સ્વસુર તુળશીદાસ સાસુનામ હેતા બાઇ છે,
મરજાદ લીધી બેઉએ મળી ભક્તી થકીજ ભલાઇ છે;
ગુણવંત ગણપતરામ તેના પુત્ર પરમ પવિત્ર છે,
શુભકામ લાયક વિમળ વાયક સાફ મનના મિત્ર છે.

### દોહરા.

લગ્ન કરીને નિસર્યો, મુંબાઇ કર્યો નિવાસ:
સ્થિર ઠરી તેતો રહ્યો, ઠાકોરદાસ અવાસ.
બસો બાવનની વારતા, વૈશ્નવની વખણાય;
લખીતે ગુણી ગોવરધને, વસી મુંબાઇની માંય.
ઠાકોરદાસ પ્રસંન્ન થઇ, પુરો જણવી પ્યાર;
રૂપિયા સત પાંચની, રકમ આપી એવાર.
પોતે તજી એ નોકરી, અંતર કરી વિચાર;
ઊંડા ઉમેદ ઉરમાં, કરવો પરોપકાર.

ગુણમય શ્રી ગોસાઈજી, દામોદરજી લાલ;
ત્યાં જઈને કરી નોકરી, એ અવસર તત્કાળ.
પોતાની જગ્યા વિષે, ઠાકોરદાસને ઘેર;
સોમેશ્વર કવિ શુભમતિ, રાખ્યા રૂડી પેર.
મામા છે પોતાતણા, ગુણસાગર ગંભીર;
કવિતામાં નિપુણ ઘણા, રચી જાણે સુચીર.
મુંબાઈ વર્ણન કાવ્યતો, જેણે રચ્યું જરૂર;
એહ કાવ્યના માલકી, ગોવર્ધન ગુણપુર.

## ચોપાઈ.

રહી પોતે ગોસ્વામીની પાસ એક વિદ્વાન રખાવ્યો ખાસ,
મહારાજને વિદ્યાભ્યાસ થવા બુદ્ધિનો પૂર્ણ પ્રકાશ;
કર્યો આગ્રહ વિદ્યાનો સાર એથી મહારાજ ભણીઆ અપાર,
બીજા નોકર અભણ રાખે, પછી ધનમાલ ધણીનો ચાખે;
પણ ધણીનું ભલું ઈચ્છનાર, એવો ગોવર્ધન મતિસાર,
મહારાજ તણે રહિ સંગે, કરી મુસાફરી તો ઉમંગે.
શિવકાંચી વિશ્નુકાંચી જેહ, ગયો ગુરૂ સાથ ત્યાંતો તેહ,
શ્રીજીદ્વાર અને અજમેર, જોધપુર ગયો રૂડી પેર;
બિકાનેર વિશેષ નિહાળી પરઉપકારમાં વૃત્તી વાળી,
ગયા ગોસ્વામીજી મદ્રાસ પોતે પણ રહ્યા મહારાજ પાસ;
ત્યાંના શેઠ વડા શ્રીમંત નામ ગોવિંદદાસ ધિમંત.

## મનહર.

ગંગાજી સમાન ગંગાભાઈ ગુણવંત તેના,
સ્વીમી કૃષ્ણ જેવા શેઠ કરસનદાસ છે;
પુત્રછે પવિત્ર તેના શેઠ શ્રી ગોવિંદદાસ,

*પદમાવતી સાથે જેને પ્રેમનો પ્રકાશછે.
જુગોજુગ રહેવા નામ કિર્ત્તિનાં કરે કામ,
દેવ દેવી જેવાં જેનાં દાસી અને દાસ છે;
સત્ય કહે શિવાનંદ સાંભળો વિવેકી વૃંદ,
શેઠના સદનમાં વૈકુંઠ શો વિલાસ તે.

## સવૈયો.

ચંદન માંહી સુવાસ સદા શશિમાં ગુણ શિતળ ઠીક ઠર્યોછે,
તેજ પ્રતાપ દીવાકરમાં રતનાકર રત્નની ખાણ કર્યો છે;
ઇચ્છીત કામ પુરે જનનાં ગુણ કામદુઘાને સદૈવ વર્યો છે,
ગોવિંદદાસ વિષે વિધીએ પરમારથ ગુણ અખંડ ધર્યો છે.

## ચોપાઈ.

તેની સાથ કરી મુલાકાત કરી પરઉપકારની વાત,
બીજા ત્રિભોવનદાસ વણિક બુદ્ધિ સાગર ગુણે અધિક;
તેની સાથે થયો મિત્રાચાર હજી ચાલે છે પત્ર વહેવાર,
ત્યાંથી મુંબાઈમાં પછી આવી, ઉરે એ નોકરી નહિ ફાવી.
ભારત માર્તંડ વિદ્વાનરાય ગટુલાલ જે કહેવાય,
જાણી વિદ્વાનને ઉપકારી, તેની નોકરી પોતે સ્વીકારી;
સાત ગાદીના ગોસ્વામી બાળપત્ર વહેવાર ચલાવ્યો તે કાળ,
આપ્યા પેપરમાં આર્ટીકલ, તેમાં ઉત્તમ જાણવી અક્કલ.
લાગે ગુરૂને બોધની વાત, તેવાં પેપર કર્યાં પ્રખ્યાત,
સર્વે આચાર્યના શીરમણી પ્રીતી દેવકી નંદન તણી;
પામી પત્ર વારંવાર મહારાજ ઉપર કરી પ્યાર,

---

* લક્ષ્મી.

એક અવસર મેળવ્યો એવો એનો લાભ કહીએ વળી કેવો.
સોજીત્રાવાસી ચતુરગોર ગુણસાગર દ્વીજ શીરમોર,
અનાશ્રીતોને ઠરવાનું ઠામ, ગોર ચતુર બુદ્ધિના ધામ;
તેતો ગોવરધનના બનેવી, તેની વાત બની પછી કેવી,
ગંગાશંકર પુત્રછે સોઈ તેને આપવી હતી જનોઈ.
તેહ ઉપર તેડયા મહારાજ કર્યું ગોવરધને એ કાજ,
મોટો આનંદ પ્રસર્યો એ ઠામ, રાજી રાજી થયું બધું ગામ;
કરી મહારાજનાં દર્શન, થયા વૈશ્નવજન પ્રસન્ન.

## ઉપજાતિ વૃત્ત.

પરોપકારી જન સર્વ જાણે, આપે સૌને સુખ શુભ ટાણે;
તેને બધું વિશ્વ પછી વખાણે, આનંદકારી જન સર્વ જાણે.

## ચોપાઇ.

વાસ મુંબાઈ પુરમાં કરી, કામ કેટલામાં કાળજી ધરી;
એસ. જી. એન્ડ કંપની કહું, તેની સંભાળ રાખી બહુ;
રાજ્યભક્ત સ્વધર્મનિષ્ટ, તેનો એજંટ થયો વરિષ્ટ;
વૈશ્નવ પેપર વિશ્વ દર્શન, તેમાં ખુબ લગાડ્યું મન.
યદુવંશી પુસ્તકાલય, તેમાં મન ભેળવ્યું ગુણમય;
બીજકોર બેટીજી મહારાજ, માસ બે કરી નોકરી સાજ;
વણિક પુત્રીનો થયો એજંટ, એથી મન ન રાખ્યું અટંટ;
પદ્યરત્નાવળી રસ રૂપ, તેનો એજંટ થયો અનુપ.
નિજ જ્ઞાતી વાલમ નિબંધ, છપાવીને શોભાવ્યો સંબંધ;
એવાં કામ કર્યાજી અનેક, રાખી પરોપકારની ટેક;
બીજાં કરેજી અપાર કામ પણ અંતરમાં ધરી હામ;
મિત્રસાથે પત્ર વહેવાર, તેતો ચાલતા રહે એકતાર.

એક વર્ષમાં ત્રણસો પત્ર, ચાલે ટપાલ વિષે વિચિત્ર;
જેમ છૂટે ભાથામાંથી તીર, આવે પત્ર તો એમ અચીર;
ઘણા સાથે મહોબત કરી લીધી, પોતે જીંદગી સુફળ કીધી;
જયદેવ લાલજી મહારાજ, જે છે આચારજ શિરતાજ.
વડા ગોસ્વામી વીઠલેસરાય, એઉ રાજી જે ઉપર સહાય;
શંકરાચાર્યજી શુભ નામ, જેનું ધોળકામાં ધીંગુ ધામ;
રાજરાજેશ્વરાનંદ નામ. કરેછે જે સારાં સારાં કામ;
તેની સાથે પુરો કર્યો સ્નેહ, ગુણુગોવરધન એહ.
મુંબઈમાં પછી ઉપજ્યો રોગ. પછી મનમાં ધરીને ઉદ્વેગ.
આવ્યા વસો પોતાને વતન, રહ્યા ત્યાં કરીને સ્થિર મન.
કર્યાં વસોમાં વસીને કામ. હવે તે સંભળાતું તમામ;
સ્થાપ્યું વસોમાં મિત્રમંડળ. પામ્યા શોભા એથી પ્રબળ.
આમવર્ગની મળે સહાય, સુખમાં દુઃખમાં ન મુઝાય;
જ્યાં સંપ ત્યાં જંપ જરૂર, કુસંપ છે ત્યાં કલેશ અંકુર;
સુત્ર તંતુ મળે કદી ઝાઝા, નહિ તુટે રહે સૌની માઝા;
જથ્થો જામે તો જીતાય દેશ, જથાબંધમાં કલેશ ન લેશ.
હતું વરસાસનનું કામ, અટકેલું વડોદરા ઠામ;
વરસાસનનું કામ કઢાવ્યું, તેમાં હીંમતપણું જણાવ્યું;
વિશ્વનાથ જે પોતાના ભાઈ, જેના ચીતમાં ઘણી ચતુરાઈ;
એહ વડતાલના કારભારી. શોભા વડતાલ કેરી વધારી.
તેના પુત્ર ભલા ભાઈલાલ, ઘણા ગંભીર દીસે દયાલ;
આપ મળ્યાને પોતાના પ્રાણ, શુભ કામમાં ચતુરસુજાણ;
કારકુનની નોકરી કરે, ચિત્ત પરોપકારમાં ધરે;
મળે કાકાને ભત્રીજા જ્યારે. કરે વિનોદ વારતા ત્યારે.

ગુણવંતુ જે ડભાણુ ગામ, લક્ષ્મીનારાયણનું ત્યાં ધામ;
તેના માલીક સંત મહંત, બુદ્ધિશાળી બહુ ગુણવંત;
સારા શાસ્ત્રી જાગેશ્વરદાસ, જેની બુદ્ધિમાં પૂર્ણ પ્રકાશ;
બીજા શાસ્ત્રી જગત પાવંન, મહા પ્રભુમાં રહે મગન.
તેના કામ તણા કારભારી થયા ગોવરધન ગુણકારી;
તનમનથી કરેછે મજુરી પ્રભુ ઉપર આસ્થા પુરી;
રાધાવલભી તણો સંપ્રદાય તેના આચાર્ય પૂર્ણ પ્રભાય;
નંદલાલજી નૌતમ નામ જેનો જશ પ્રસર્યો સહુ ઠામ.
કરી તેમની પાસ નિવાસ, કરી નોકરી ગોવર્ધનદાસ;
ઈશ્વરી ઈચ્છા કેરે આધીન, સૃષ્ટી સઘળી રહીછે લીન;
ગુણવંતુ પલાણા જે ગામ, તેમાં હતો કવિનો મુકામ;
શિવાનંદને મળવા કાજ, આવ્યા ગોવરધન ગુણ ઝાજ.
મળતામાં મળ્યા મંન પ્રાણ, મળી આગળની ઓળખાણ;
જેમ હીમ હીરામાં જડાય, તેમ મિત્રમાં મન મલકાય;
રગરગમાં પ્રસર્યો પ્રેમ, મળે દુધમાં મીશરી જેમ;
મળીને છુટા પડીઆ જ્યારે, કહ્યો કવિએ દોહરો ત્યારે.

**દોહરો.**

જેવો પ્રેમ પ્રથમ કર્યો, મુજ ઉપર કરી મહેર;
એવો અંત સુધી તમે, નભાવશો શુભ પેર.

**ચોપાઈ.**

રહ્યા એક બીજાને મુકામ, પણ સ્મરણ કરે આઠે જામ;
પત્ર સારા પરસ્પર આવે, મિત્રતાઈનો ભાવ જણાવે.

**દોહરો.**

દીન દીન પ્રત્યે દસ ઘણો, પ્રેમ વધ્યો ભરપુર;

મળવા ઇચ્છે મિત્રને, એક બીજાનાં ઉર.

**વસંતતિલકા વૃત્ત.**

ગુરૂ કવિશ્વર રૂડા દલપત્તરામ,
જેમાં વસે અખિલ સદ્‌ગુણનો તમામ;
તેથી ભણ્યો વસી સુખે વરતાલ ધામ,
તે ધામને ગુરૂજીને કરૂંછું પ્રણામ.

**દોહરો.**

સ્નેહે શિવાનંદને, થઇ પ્રસન્ન ગુરૂરાજ;
કાવ્ય શક્તિ લઇ લક્ષમાં, આપ્યું પદ કવિરાજ.
વિદ્યા શ્રી વરતાલમાં, પુરણ થઇ તેવાર;
રજા માગી કવિ ચાલીઆ, અંતર કરિ વિચાર.

## સાચા સંત વિષે.

સંત સદા પરમારથી, અદ્‌ભુત ગતી અગાધ;
ક્ષમા કરે આશ્રિત તણા, હોય કોટી અપરાધ.

## વેશધારી સાધુ કેવા થાય છે?

**કવિત.**

ભુખતણા દુઃખથી કે કામનીના કલેશ થકી,
સમજણ વિના તજી જાય જે સંસાર છે;
રસાસ્વાદ કરી બહુ પીંડને જે પુષ્ટ કરે,
પુત્રાદીક તજ્યા પછી ચેલા કરે ચારછે.
તેને લીધે લોક સાથ નકામી લડાઇ કરે,
પદારથમાંતો પ્રીતી અપરમપાર છે;
કામ ક્રોધ લોભતણી કાળજામાં ઠરી રહે,

સંસારથી સતગુણ વાસના વિકાર છે.

**સવૈયા છંદ.**

જો ભગવાન ભજાય નહિ નિત્ય, તો ભગવાન ધરો ધન ધૂતી;
જો ન જીતાય જટાધર શત્રુ, જટા ધરવાની જરૂર નહતી;
જો ભવનાદી વિભુતી ચહે ચિત્ત, તો શીદ ભૂશિ શરીરે વિભૂતી;
જોગી થયા દલપત્ત કહે શીદ જોગની જો ન જડી સમજૂતી.

( બુદ્ધિ પ્રકાશ. )

**દોહરો.**

જ્ઞાન કથે જીભે ઘણું, તે નહિ જ્ઞાન ગણાય;
નેણ વેણ આચરણમાં, જનનું જ્ઞાન જણાય.

કવિને કોઇએ કહ્યું કે હવે પ્રથમની પેઠે કોઇને બોધ લાગતો નથી તેનું શું કારણ ?—તેનો જવાબ.

**દોહરો.**

તન અભીમાની જ્ઞાનની, વાતો વદે વિશેષ;
તે સુણીને સુણનારને, લાગે નહિ ઉપદેશ.

## ગૃહસ્થાશ્રમનું શ્રેષ્ટપણું.

**મનહર.**

બ્રહ્મચારી વાનપ્રસ્થ સંન્યાસીને સેવડાઓ,
જોગીને જંગમ ભેખ ભગત ભીખારી છે;
સર્વેનું પોષણ થાય ગૃહસ્થ આશ્રમવડે,
અંતરથી રહે વલી નીર અહંકારી છે.
શોધી સારા ઉદ્યમને દ્રવ્ય મેળવે સદૈવ,
દયા રાખી દાન આપે એવો ઉપકારી છે;

સત્ય કહે શિવાનંદ સ્વર્ગમાં કરે આનંદ,
એક નારી વ્રત ધારી સદા બ્રહ્મચારી છે.

**દોહરા.**

ગુરૂ દક્ષીણા માંહીતો, ગ્રંથ રચ્યો ગુણધામ;
ભેટ કર્યો આચાર્યને, "કીર્ત્તન કૌસ્તુભ નામ."
ગુરૂની સાથે શિષ્યનું, અવીચળ રહેવા નામ;
તે અવસર તે ગ્રંથનો, કર્યો પ્રયત્ન તમામ.
કવિવર દલપતરામનો, કરાવીઓ મેળાપ;
વરણી અનંતા નંદની, છાપી એથી છાપ.
ગુણ ગ્રાહક કવિ ચાલીયો આવ્યો અમદાવાદ;
મિત્ર ચિમનના ભૂવનમાં, ઉતર્યો ધરી આલ્હાદ.
ત્યાંથી ગયા કળોદરે, જ્યાં નીજ મુળ નીવાસ;
પછી પ્રેમ આણી રહ્યા, નંદલાલજી પાસ.
દીવ્ય થયું દેવા વિષે, રાધાવરનું ધામ;
મુર્ત્તિ પ્રતિષ્ટાનો થયો, મહા ઉચ્છવ તે ઠામ.

**આર્યા વૃત્ત.**

વૃંદાવનથી આવ્યા, અગણીત જનને દર્શન દેવાને,
રાધાકૃષ્ણ પ્રભુએ, પવિત્ર કીધું દયાથી "દેવાને;"
શ્રીરાધા મહારાણી, મુરલીધર જુત જુગલ છબી છાજે.
અદ્દ્ભુત છટા અનોપમ, કાન્તી જોતાં કોટી કામ લાજે.
અગણીત જન આકર્ષણ, નીજ મૂર્તિમાં કરે અધિક આપે,
કરૂણા દ્રષ્ટી પ્રસારી, શરણાગતનાં કષ્ટ કોટી કાપે;
સુરનર મુનિવર સરવે, ઇચ્છે દર્શન ચતુરાનન જેવા,
ધન્ય ભાગ્ય તે નરનાં, પામે એ પ્રભુપદ રજની સેવા.

પુન્ડરીકના પ્રેમે પધારીયા, પ્રભુ શ્રી પંડરપુરમાં,
પ્રભુદાસના પ્રેમે આવ્યા શ્રી પ્રભુ ધરી દયા ઉરમાં;
તીરથ સકળ તે થળમાં, જ્યાં પ્રતિમા શ્રી પ્રભુતણી સ્થાપી,
ગયા ગોમતી ગંગા, શુભ સાબરમતી ત્રીવેણી ને તાપી.

### દોહરો.

દેવ સેવાના કામમાં, નિમાયા કવિરાજ;
ઇષ્ટ રીઝાવા કારણે, સેવે અહી શુભ સાજ.
કાળ પડ્યો વિક્રાળતો, એ અવસર મોઝાર;
સેવા ભક્તિ સ્મરણ કરી, રહ્યા સ્થિર તે ઠાર.
મળવા કારણ આવતા, ગોવરધન ગુણવંત;
નવાં કવિત સંભળાવતા, કવિ ધરી પ્રેમ અત્યંત.
દુનિયાંને દેખાડવા, મિત્રતણું તો ચિત્ર;
રચના રચી આ રસભરી, રીઝે મિત્ર પવિત્ર.

સજ્જનો! આ સિવાય પણ જે જે મિત્ર વિષેની લાગણી મારા હૃદયમાં કોતરાઇ રહીછે તેમને હવે પછી પ્રગટ થતા મારા તરફથી ગ્રંથોમાં અનુક્રમવાર તેમના ઉપકાર સાથે નામ સ્મરણ કરી ફરજ બજાવીશ.

### આર્યા ગીતી છંદ.

કવિતા વનિતા વેલી, શુભ આશ્રયવિણ કદી નહિ શોભે;
ઉમદા આશ્રય પામી, લાખો જનમન લલિતપણે લોભે.

### કવિત મનહર છંદ.

હામ ધરી હેત આણી કામતો તમામ કરે,
મળવાને મારે ધામ વહેલો આવે વેગથી;
દેખે જો લગાર મારા દિલમાં ઊદાસી મિત્ર,
હાસ્યથી હસાવે મીઠાં કથનો મુખે કથી.

ચત્ત વિષે ચાતુરતા અંતરમાં આતુરતા,
સુખ દેવા શોધે તત્વ વિમળ વિચારથી;
સત્ય કહે શિવાનંદ સાંભળો વિવેકી વૃંદ,
પેખ્યો પ્રીય ગોવરધન એક પરમારથી.
કલ્પવૃક્ષ કહું તેતો જોતામાં જણાય ઝાડ,
કામધેનુ કહું તેતો સુરલોકમાં વસે;
ચિંતામણી ચીતવતાં પથ્થર ગણાય પ્રૌઢ,
પારસમણીતણી તો જાત જોતાં ક્યાં હશે.
બુદ્ધિનો ગંભીર કહી દરિયા સમાન કહુ,
તે તો ખરો ખારો ને નકારો લક્ષમાં વસે;
પણ એક ઠેકાણે તમામ ગુણ જોયા મેંતો,
ગોવરધન મિત્ર જેવી જોડતો નહિ થશે.
વ્યાસ અટંક તેથી વ્યાસનાં પુરાણ સુણી,
સંગ્રહ કરીને રાખ્યાં શોધી તત્વસારનાં;
ગોવરધન નામ તેથી, ગો, વર્ધન કામ વિષે
સાધન ખોળેછે તેના જીવન આધારનાં.
વિદ્યાનો અભ્યાસી માટે અવિદ્યાનો અંશ નહિ,
અભ્યાસીને બોલ આગે, વિદ્યાના વિચારના;
સત્ય કહે શિવાનંદ સાંભળો વિવેકી વૃંદ,
શીખ્યો ગુણ ગોવરધન અહંસતણી હારના.
એજ મારા ઉદ્યમનો ઉત્તમ ઉઘાડનાર,
એજ મારી જીવનની દોરી સામો જોનારો;
એજ મને લાડ ઘણાં લાખેણાં લડાવનાર,
એજ મારા અંતરનો શોક સંશે ખોનારો.

એજ મારી પ્રીતીતણા પંકજનો પ્રભાકર,
એજ મારી કાવ્ય શૂણી મન થકી મોનારો;
હાથ જોડી હરી પાસે માગુંછું હમેશ આમ,
આણપ્યારો ગોવરધન જીવો જુગ હજારો.
શત્રુ સોએ સો મળી મિત્રનું લગાર મન,
ફેરવવા ફંદ રચે ફેરવી શકાય ના;
અંતરનો ઉમળકો એના જેવો અન્યપર,
લાવવાને ચાહુ પણ લાવી તે શકાયના.
જેમ ધ્રુવ યંત્રતણું ધ્રુવ તરફ ધ્યાન વળી,
બીલોરનો બુટ્ટો છુટો પાડી તે શકાય ના;
ગુણી મિત્ર ગોવરધન સાથે શિવાનંદ કહે,
પડી આંટી પ્રેમની તે પાલટી શકાય ના.
કોઇને છે શોખ હીરા મોતી ગોતી સંઘર્યાનો,
કોઇ રંડીબાજી જોઈ રાજી રાજી થાયછે;
કોઇને છે શોખ સારા મિનારા કીનારા કરી,
જાણેછે જે સ્થિર એથી નામના થપાયછે.
કોઇને છે શોખ નિજ છબીઓ છપાવાતણો,
છબીઓ તે કાળે કરી છુંદીને છુપાયછે;
જેને સારા કવિ સાથે મનથી મેળાપ તેતો,
પ્રૌઢ કાળ જતાં પણ પુરાણ પંકાયછે.

## કુપાત્ર મિત્ર વિષે.

સ્વારથ સુધતા સુધી રાખે પ્રીત રીત ઉર,
પછી વિપરીત રીત પ્રત્યક્ષ પ્રમાણીએ;
દીલે હોય દ્વેષ પણ સ્વારથ સધાતાં સુધી,

ક્લેશ નહિ દૂપનો અંદેશ ઉર આણીએ.
મોઢે મીઠા બોલ પણ કપટ હૈયામાં હોય,
સ્વારથીઆ જન તો જરૂર એથી જાણીએ;
સત્ય કહે શિવાનંદ પરમાર્થ વિષે પ્રીત,
ગોવરધન મિત્રજેવા વિરલા વખાણીએ.

## કવિત.

પ્રૌઢ પરવત જેવા દેખે નહી નીજ દોશ.
અણું જેવા અન્ય તણા દોષ ઉર આણેછે;
ઈરિશા કપટમાં ચપટ ને લંપટ ત્રિયા,
પાસના વિલાસમાં મજાહ ખુબ માણેછે.
એવા ધુર્ત મિત્રની મિત્રાઈ ચાર દીન સૂધી,
જગતમાં જુઓ જન કોણ પછી જાણેછે;
સત્ય કહે શિવાનંદ સાચા મિત્રતણી વાત,
પ્રમાણીક પંચ જન પ્રીતેથી પ્રમાણેછે.
કંઈક મિત્ર થાય નિજ સ્વારથને સાધવાને.
કંઇક થાય નીરખવા મિત્રતણી નારીને:
કંઈક મિત્ર થાય છીદ્ર ઘરનાં તપાસવાને.
કંઈક ધન માલ સારૂ ઈચ્છે ખૂબ ચારીને.
કંઈક ઓથ પામી પછી આચરે નઠારાં કામ.
ખાય દીપ તેજમાં ઘરોળી જીવ મારીને:
કઈકતો વિચાર લેવા કઈકતો દગાને દેવા,
ધિક્ક એવા ધુર્ત મિત્રતણી જણનારીને.
પ્યાર નહિ બાંધવો ને બાંધવો જો પુરો પ્યાર.

જાણવો જરૂર પુરા પ્યારના પ્રકારને;
જે મુખથી પાન ચાવ્યાં તેથી કોયલા ચાવીને,
લજવીએ નહિ પછી મુખના આકારને.
પ્રેમવેલી અમૃતથી સીંચીને ઉછેરી પછી,
છેદવાને તેને નહિ ઝાલીએ કુઠારને;
કાચ મોતી ટૂટ્યાં તેતો સંધાય છે કોક દીન,
મન તૂટે હસવાનું થાયછે સંસારને.
અંતરનો આશય તે નેણમાં કળાઈ જાય,
વધારે કળાઈ જાય વદનથી વાતમાં;
આચાર વિચાર વિષે પ્યાર તો કળાઈ જાય,
લેણ દેણ થકી તો કળાઈ જાય સાતમાં.
સોનાની કિંમતતો કસોટી કે છેદ નથી,
નકી પછી થાય ધરે તાપની તે નાતમાં;
જાણો જાત વિના કદી ભાતતો પડેજ નહિ;
ભાઈ ભલી ભાત પડે કુલીનની જાતમાં.

**પ્રશ્ન.**

આંબો એક ઉગ્યો બહુ રૂડા કોઈ બાગ વિષે,
અમૃતથી સીંચ્યો મહા મોટા કોઈ માળીએ;
પત્ર પુષ્પ અને શાખાવડે તે વિસ્તાર પામ્યો,
ફળતો અમુલ્ય બેઠાં દીઠાં મીઠાં ડાળીએ.
કાચાં તો માળીને મળ્યાં પાકાં પરદેશી જમ્યા.
સમજી એ વાતનો સંદેહ સર્વ ટાળીએ;
સત્ય કહે શિવાનંદ ગોવર્ધન મિત્ર સુણો,
કયો આંબો કયો બાગ ઉત્તરતો વાળીએ.

## ઉત્તર.

કવિરૂપી આંબો શ્રી સ્વામીનારાયણના સંપ્રદાયમાં ઉગ્યો, તેને આચાર્યવર્ય શ્રી વિહારીલાલજી મહારાજે વિદ્યાભ્યાસ કરાવીને ઉછેર્યો; પરંતુ તેમને "પદ્ય રત્નાવળી કીર્ત્તન કૌસ્તુભ તથા સત્સંગ સિદ્ધાંત," એટલા ગ્રંથનોજ લાભ આપી શકાયોછે.

કોઈ એક હબસીને હીરો સારો હાથ આવ્યો,
તેણે તો કિંમત જાણી ચોખી બે બદામની;
શાક વેચનારાએતો કાટલામાં ગણી કાઢયો,
સોનીએ કિમ્મત તેની જાણી શત દામની.
કોઇએતો હજાર કોઇએ લાખ સવા લાખ,
કીંમતતો કરી જેવી અક્કલ તમામની;
પરિક્ષક ઝવેરીએ અમૂલ્ય ગણીને એને,
હેમમાં જડાવ્યો શોભા રહેવા નિજ નામની.

## દોહરો.

સદ્દગુણી જનના સદ્દગુણો, લોકો કરે કબુલ;
હીરો મુખથી નવ કહે, લાખ ટકા મુજ મૂલ.
વસે પાણીમાં પોયણી, ચંદ્ર વસે આકાશ;
દેખી ચંદ્ર પ્રફુલીત બને, અહી ઉર પ્રેમ પ્રકાશ.

## કવિત.

સાંભળી ગગનવાસી ઘન તણો ઘડુડાટ,
ઉછળે આનંદ લ્હેર મનથી મયુરની;
ચંદ્રને જોઈ આકાશ પામી પ્રેમનો પ્રકાશ,
ભરતી ચઢે છે ભારે સીંધુતણા પૂરની.
ધ્રુવ યંત્ર ધ્રુવ તરફ ધ્યાન જુવો ચૂકે નહિ,

દરકાર તેનેતો દેખાય નહિ દૂરની;
દૈવયોગે સાચા મિત્ર કદી લાખ ગાઉ વસે,
હૈયા તણી હારદતા હોયછે હજુરની.

## મિત્ર લક્ષણ.

### દોહરો.

આપે લે ધન ઓપટે, ગુપ્ત કહે સુણ વાત;
જમે જમાડે જુક્તિસર, છો લક્ષણ સાક્ષાત.

### ગીતિ છંદ.

સુરનર પશુ પંખીમાં, પ્રેમ પદારથ વિરલા જન જાણે;
આ લોકે પરલોકે, મગન થઇને મહા સુખ માણે.

### ગીતી આર્યા છંદ.

ચિત્ર લેહાને ઓખા સ્ત્રી જાતી પણ પડી પ્રેમ આંટી,
કામ કર્યું શિર સાટે વેઠી વસમી ઘણી ઘણી ઘાંટી.

### ગીતી છંદ.

હંસ અને નળરાજા પક્ષી મનુષ્ય પણ કર્યો પ્રેમ કેવો,
વરી નળને દમયંતી માથું કુટી મુવા સરવ દેવો.

### કવિત.

કમળ રવિને જેમ મેઘને મયુર તેમ,
દીપક પતંગ કેરી સાચી તો મિત્રાઇછે;
મચ્છને પાણીને જેમ ચાતક સ્વાતીને તેમ,
ક્ષીર નીર કેરી ભાળો ભવમાં ભલાઇછે.
સ્ત્રિની પ્રીતી સાથે અને કવિ સરખાવે કંઇક,
કંઇક ઉપમા એ તો દેવમાં દેવાઈ છે;

પણ મને ખરૂં જોતાં ખચીત જણાય એમ,
મિત્રમાં દૃષ્ટાંત દેતાં ચાર ચતુરાઈ છે.

## મિત્રના પત્ર વિષે.

### કવિત.

ભારતમાં પારથના ભાથાથકી બાણ જેમ,
નિરધાર તુલ્ય ચાલે ધનુષ્યથી નીકળી;
સમાચાર તારવિષે જાય જેમ ટેમસર,
ખાળતાં તો કોઇથકી રહે નહિ તે ખળી.
લક્ષ રાખે કામનોને દક્ષને રંજન કરે,
પ્રેમતો પ્રત્યક્ષ આવી દેખાડે વહેલો મળી;
સત્ય કહે શિવાનંદ પત્રનો પાઠવનાર,
પેખ્યો પ્રીપ ગોવર્ધન બહાદુર બાણાવળી.

### દોહરો.

એક ચીંચાકે પત્રપર, દો જન બેઠે જાત;
મન મેળાપી મીત્ર જન, તલપર તીન સમાત.

### સવૈયા.

કરને નહિ કહેવું પડે કદીએ નિજ અંગ બચાવ તમેજ કરો,
વળી નેત્ર બચાવ થવા રજથી, કહે પાંપણ ને ફણ આડ ધરો;
જનુની નિજ બાળકની પ્રતિપાળક જેમ વહે ઉર પ્રેમ ઝરો,
ઉદ્‌ગાર ઉઠે ઉર મિત્રતણા દિલદાર બરાબર પ્યાર ખરો.

### ગીતી આર્યા છંદ.

પ્રેમ સ્વાતી જળ સરખું, પાત્ર પ્રમાણે જરૂર ગુણ જામે;
ઝેર સર્પના મુખમાં, મોતી પાકે શ્રેષ્ટ છીપ ઠામે.

# મિત્ર લક્ષણ.

## કવિત.

પાપથકી પાછો વાળે દુઃખતો તમામ ટાળે,
કહ્યા વિના પણ એનું ભલુ ઈચ્છે ભાવથી;
ગુણતો પ્રગટ કરે અવગુણ તો દુર ધરે,
ઓછુ ના લગાડે કદી ઉરના અભાવથી.
તન મન ધન આપે જોતામાં આનંદ વ્યાપે,
ઉથાપે ન કદી ગોલ કુટીલ સ્વભાવથી;
સત્ય કહે શિવાનંદ ગોવરધન મિત્ર સુણો,
સાચા મિત્ર જાણી લઈએ એવાજ દેખાવથી.

## કવિત. મિત્રની ક્રિયા વિષે.

કૈક મિત્ર ભેળા થઈ રામજણીઓ નચાવે.
કૈકતો બહાદૂર બહુ બીડીઓને બાળેછે;
કૈકતો ગંજીફાની ગમતે ગુલતાન થાય,
કૈકતો સેત્રંજને સારી રીતે સંભાળે છે.
હારજીત હોડ વડે બાઝાબાઝી કરે બહુ,
હેત પ્રીત રીત હોય તેહ પણ ટાળે છે;
સત્ય કહે શિવાનંદ સાચા મિત્ર સાથે મળી,
વિદ્યાના વિનોદ વિષે બધો કાળ ગાળે છે.

## કવિત.

પાણી અને પય બેને પાવક ઉપર મેલે,
પાણી પેસી તળે નીજ અંગનેજ બાળે છે;
પયપણ પાવકને હોલવવા સારૂ પછી,

ઉભરો ચઢાવી પછી અગ્નીને હોલાવેછે.
સાચા મિત્ર એવી રીતે સુખ દુઃખ વિષે પણ,
સોના જેવી પ્રતી તેને સદૈવ્ય શોભાવે છે;
સત્ય કહે શિવાનંદ ગોવરધન તણો પ્રેમ,
ક્ષીર નીર જેવો યાદ અંતરમાં આવેછે.

### દ્રષ્ટાંત.

એક સમે કોઈ બેઉ મિત્ર મળીને પરદેશ જવા નીકળ્યા. ચાલતાં ચાલતાં વનમાં એક વૃક્ષ આવ્યું, તે જોઇને એક મિત્ર કહેકે-ભાઈ જરા અત્રે આપણે વિશ્રાંતી લઇએતો સારૂં. કારણ પાણી વગેરે અહિં સાનુકુળછે. બીજા મિત્રે કહ્યું-બહુ સારૂં. પછી બેઉ મિત્રે ભાતુપોતુ ખાઇને જળપાન કર્યું, ને શિતળ છાયા તળે વિશ્રાંતી લીધી. એક મિત્રને જરા નિંદ્રા આવી; એવામાં એક કૌતુક થયું. સામી બાજુથી મહા ક્રોધાક્રાંત થઇને સુસવાટા મારતો ફેણ પછાડતો એક કાળો સર્પ સમીપમાં આવ્યો. જાગતા મિત્રે કહ્યું અરે! સર્પ તું ઉભો રહે. નાગ બોલ્યો; એ મારો પૂર્વેનો શત્રુછે તેથી હું તેનું રૂધીર પીધા વગર પાછો જવાનો નથી. જાગતા મિત્રે જરા ચિંતાતુર થઇને કહ્યું-સ્થીર થા. તને રૂધીરપાન કરાવુંછું એમ કહી સજાવેલી છરી લઇને સુતેલા મિત્રના ગળા ઉપર ચઢી બેઠો. ત્યારે સુતેલા મિત્રે જરા આંખ ઉઘાડી, પણ પોતાના મિત્રને દીઠો તેથી આંખ મીચી દીધી, ને તે મિત્રે ધીરે રહીને ગળા આગળથી જેમ ભારે જખમ ન થાય તેમ એક પાત્રમાં થોડું રૂધીર કહાડી પેલા સર્પને આપ્યું. તે પાન કરી વૈર વીસારીને ચાલ્યો ગયો. થોડીવારે બેઉ મિત્ર સ્વસ્થ થઇને વાતચીત કરતા ચાલવા લાગ્યા. માર્ગમાં પેલા મિત્રે જરાપણ ઝાંખો ચહેરો કે તે સંબંધી વાત ઉચારી નહિ.

તેથી ખુશ થઇને આ મિત્રે કહ્યું કે–ભાઈ હું તારા ઉપર છરી લઇને કંઠ કાપવા તૈયાર થયો હતો. તોપણ તું જરાએ કેમ બોલ્યો નહિ ? તે સૂણીને પેલા મીત્રે જવાબ આપ્યો કે—

## દોહરો.

પિતા તુલ્ય જે મિત્રપર, ઉપજે ઉર વિશ્વાસ;
સત્ય મિત્ર ને સૂઘડ નર, હરે ત્રિવીધ તન ત્રાસ.
મુખ મીઠાં લાખો મળે, તાળી મીત્ર અનેક;
ભીડ સમે ભયને હરે, એ લાખોમાં એક.

## સોરઠો.

મતલબ ગરજુ મિત્ર જોખમકારી જીવને.
પળમાં બને પવિત્ર ચરિત્ર તેનું ચોરનું.

માટે આપે જે કર્યું હશે તે મારા શ્રેયનું જ હશે. એમ હું સમજુંછું–આ વાક્ય શ્રવણ કરતાંવેંતજ આ મિત્રનું હૃદય આનંદ અશ્રુથી ભરાઈ ગયું, ને ઉમંગવડે તેને ભેટી પડ્યો. પછી કહ્યું કે–ભાઈ એક સર્પ, તારૂ પૂર્વ વેર સ્મરણ કરીને રૂધીર પીવા આવ્યો હતો, પરંતુ તેના ડંસથી તારી રક્ષા થઈ છે.

## દોહરો.

હાલર કેરી લાકડી, જુરાફ જોડી જેમ;
પ્રેમઅંશી પ્રાણી વિષે, પ્રગટ હોય છે પ્રેમ,

## કવિત.

સાબરમતિને કાંઠે કળોદરા ગામ તેમાં,
જ્ઞાતી અવદીચ પિતા રામકૃષ્ણ ભાઇછે;
માતુશ્રી ડાહી મહા દીલની ગંભીર તેથી,
કવિ જન્મ પામ્યો હૈયે માતા હરખાઇછે.

કરી વરતાલ વાસ કર્યોછે વિદ્યા અભ્યાસ,
આપતીની કૃપા તેથી કિરતી છવાઇ છે;
સત્ય કહે શિવાનંદ ગોવરધન મિત્ર સાથે,
માલીકની મહેરવડે થઇ મીત્રાઈ છે.
ઇશ્વિરની કુદરત તણો ખેલ આલમમાં,
કળી શકે એવું કોણ આલમમાં માનવી;
હેમની હૈયાતી ક્યાંથી હીરાનો પ્રદેશ કીયો,
ઝન્હુ રૂશી ક્યાંના ક્યાંથી આવી મળી ઝાનવી.
દાવલસાપીર અને રાણકદેવી સતિ ક્યાંની,
મુબારક યાદી ખેની થઇ મોટી માનવી;
દેખો શિવાનંદ દાખે, ખલક પતિની ખુબી,
વસોવાસી વ્યાસ ક્યાંનો, ક્યાંનો વાસી હું કવિ.
ભોજ અને કવિ કાળીદાસતણો સ્નેહ સાચો,
સાચો સ્નેહ પૃથુરાજ અને કવિ ચંદનો:
સામળ અને રખિદાસ તણો સાચો સ્નેહ કૈયે,
આનંદ દેનાર જેછે સહુ કવિ વૃંદનો.
સાચો સ્નેહ દલપતરામ ફાર્બસ કેરો,
જેથી શોખ વધ્યો સૌને કવિતાના છંદનો;
તેવો સાચો સ્નેહ સદા નભાવો જગતનાથ,
ગુણી મિત્ર ગોવરધન કવિ શિવાનંદનો.
ભીન્ન છે સરિર પણ ભીન્ન ભાવ ભાસે નહિ,
જુદાંછે આગાર પણ એકજ આગાર છે:
નેણ સાથે નેણ મળે હશી પડે કીકી જ્યારે,
જાણતું જે પૂરો તેને પ્યારનો વહેવાર છે.

સત્સહિત પ્રીય એવાં વચન સુણાવે રોજ,
સુખ દુઃખ મેલે નહિ તેજ મિત્રાચાર છે;
સત્ય શિવાનંદ દાખે ગોવરધન મિત્ર સાથે,
શું વિશેષ કહેવું પણ એકજ વિચાર છે.

## કવિને પ્રસન્ન રાખવા વિષે.

### કવિત.

કવિને કોપાવ્યા તેણે યશને થોભાવ્યા જાણો,
ગાંઠના ગરથ ગુણ સઘળા ગુમાવ્યા છે;
નવ ગ્રહ વાંકા પડયા શિર કષ્ટ સાખા જીવ્યા,
છતાં મર્ણ ભોમીએ જરૂર સૂવરાવ્યા છે.
કવિના કોપ્યાથી સહુ દેવ કોપ પામ્યા જાણો,
કવિને રીઝાવે સહુ દેવતા રિઝાવ્યા છે;
સત્ય કહે શિવાનંદ ગોવરધન મિત્ર સુણો,
કવિ રીઝે મરેલાને જીવતા જણાવ્યા છે.

### દોહરો.

કોવિદ જનના કામનો, કાજુ કવિત વિલાસ;
મિત્ર કરો મન ધારીને, સાચો સ્નેહ પ્રકાશ.
ઓગણીસેં છપ્પનતણી, ગણો સાલ ગુણ જાણ;
ચૈત્ર સુદી નવમી દીને, પુરણ ગ્રંથ પ્રમાણ.



# જાહેર ખબર.

સર્વેને જાહેર કરવામાં આવેછે કે, કવિ શિવાનંદજીએ સ્તકો જોઇએ તેમણે નીચેને સરનામે પત્રવ્યવહાર રાખવો.

ગોવરધન લલ્લુભાઈ વ્યાસ,
મુ૰ વસો.
( તાબે નડિયાદ. )